

# મુંબઇનો મવાલી

એક ગામડાનો કાફર છોકરો ઘર માંથી રૂા. ૧૦૦) ચોરી મુંબઇ સહેલ કરવા ગયો, ત્યાં રૂા. ૧૦૦) નું શું કર્યું અને છેવટે તેની કેવી દુર્દશા થઇ તેનું આબેહુબ વર્ણન આ પુસ્તકમાં આપેલું છે.

( રાગ મવાલીનો. )

ફેશન તણી કથની કહું, વાંચક તમે કાને ધરો,
ફેશન વધી ઘણી દેશમાં, કંઇ દાઝ દીલ માંહી ધરો
ફેશન તણો ચસકો અતિ, આ દેશમાં વ્યાપી રહ્યો.
ફેશન ગણી જીગર તુલ્યને, શું ફેશને વળગી રહ્યો
વાંચક જરા સુણજો બધી આ, અવનવી છે હીસ્ટરી,
હું ગામડાનો ગમાર પણ, જાતે હતો " " નરી

ઘર બાર ને પૈસે ટકે, પિતા બહુ સુખીયા હતા,
પણ જોઇ કુબુદ્ધિ માહરી, પિતા બહુ દુઃખીયા થતા
કદી પાઇ પૈસો હોય જો, પિતા તણા પોકેટમાં,
છોડુ કદી નહિ દાવ તે, બનુ થીફ એક મીનટમાં.
પા[illegible] પઇસો રૂપીઓ, કલદાર વળી જ્યાં નોટ છે,
છોડે કદી નહિ દાવ બંદા, પુછે ત્યારે ચોટ છે.
ઉમ્મર થઇ વીસની છતા, અકકલ એ દાણા નહિ,
ભાન કંઇ નવ આવીયુ, રહ્યું ભાન મુજ ગીસલી મહીં.
મનમા વિચારો હું કરૂં, આવે રૂપઇયા સો કલદાર,
બની હતીને રે પછી, મુંબઇ જતાં લાગે શી વાર.
દીન એક એવો આવીયો, પાસા બના પોબાર છે,
માતા ગઇ પીએરમાં, કઇ કામે બાપા બહાર છે.
બેની હતી નીજ માસરે ભ્રાતા ગયો નિશાળમાં,
તે મંગળ ચોઘડીઆ મહી, હુ કેશ કેરી ભાળમાં.
પત્તો જડયો કોઠી મહી, ચોર્યાં રૂપઇયા સો કલદાર,
કળીયુગનો બની કાકડો, બોમ્બે જવા થયો તૈયાર.
મુંબઇ ગયો હું હોંસથી, પૈસા થયા ખાલી જ્યારે,
જઇ બેસી માધુ બાગમા હીસાબ કીધો મેં ત્યારે.
કલદાર સોનો હીસાબ મે, નીચે બધો દર્શાવીયો.
હીસાબ કાખ્યા બાદ તો, મની કાળ કેરો આવીયો

## રૂા. ૧૦૦) નો હિસાબ.

---

આ લોક કે પરલોકમાં, બસ દામ સાથે કામ છે,
જો દામ હોયે પાસ તો, જાણે નહિ ક્યાં રામ છે.

ઘેરથી નીકળ્યો હું જ્યારે, કલ્દાર રૂપઈયા સો હતા,
આવ્યો બજારે હોંસથી, ગરમી તણા દિવસો જતા.
લીધી ડીસ એક આઈસ્ક્રીમની, સરબત સાથે ટેસ બહુ,
ચાહ બીડી પાનના, ટીકીટ સુદ્ધાં છ કહુ.
આણંદના સ્ટેશન પરે, ભજીયાં છે મજેદારનાં,
ખાતાં લેતાં શી વાર છે, જ્યાં જોર છે કલદારનાં
દફનાકમાં બરોડા ગયો, ત્યાં કેવડો કામાતુર છે.
સમજે નહિ કંઈ ભેદમાં, આનંદમાં ચકચુર છે.
લઈ જલેબી, કેવડા, બેઠા તે ગાડીની મહીં,
એવામાં ઠેલણ ગાડી આવી, મનીયારનો એ માલ લઈ.
પોકેટ ઇલિકટ્રીક ને ચશ્માઓ, પટા લેધર પગમન ગયું,
પેનનાઇફ પણ ઉંચ મેકકરનું, દશનું બીલ બરોડે થયું.
ત્યાંથી ગાડી ચાલી આગળ, ભરૂચ મુકયું સુરત આવ્યું,
તાપી નર્મદે ગઇ નદીઓ પણ, ભાન તેનું નવ આવ્યું.
સુરતની વખણાતી ચાજો, નામ કહું તો એક બરફી,
બરફીનો કરવાને ટેસ, એક રૂપીઓ નાખ્યો ચરકી.
ત્યારબાદ મુંબઇ જતામાં, ત્રણ રૂપીવાનું પરચુરણ,
દશ, છો, ત્રણ, એક, મળીને, વીસનું કીધું ચુરણ.

× × × ×

તહ્લી થશો સુણી વાત આ, મીસ્ટર મીસ્ટ્રીની બ્હારમાં
ભાડે બેસી ટ્રામમાં, મીસ્ટર ગયા બજારમાં.

× × × ×

## કળીયુગના લુચ્ચા મિત્રો.

બજારમાં આવ્યા પછી, બે મીત્ર તો ભેગા થયા,
કેમ મીસ્ટર ઠીક કહી, હોટલ વિષે ચાલી ગયા.

ભજીયાં ધારી ને જલેબી. સ્પેશીયલ ઓર્ડર ત્યાં થયા.
પાન બીડી સીઝર પીધામાં, તલ્લીન સૌએ થઇ ગયા.
સોડા લેમન સરબત જીંજર, આઇસ સાગે બ્હાર છે,
મીત્રો મળે લુખા બધા ત્યાં, ફોલી ખાતાં શી વાર છે.
એમ કરતાં સાંજ પડીને, ઘેર ગયા વિસ્નુ કિસ્નુ,
સાંજ પડીને ટોટલ કીધો, થઇ ગયું પાણી વીસનું.

× × × ×

રાત પડીને સાંભળ્યું, છે ખેલ નવો દમયંતીનો,
ત્રણ ઓરચેસ્ટ્રા એક પરચુરણ, ચારનો ઉતાર્યો વીમો.
એમ કરતાં દીન પાંચમાં, પાંચડ મીડાની ઉડી,
જોઇ ખર્ચો બોમ્બેનો ભારે, ભઇએ વાળી ત્યાં મુડી
પચાસનો ટોટલ ગણો તો, દશ વેસ્યાના મસ્કામાં,
પાંચ કાળીઆ નાગનો, બાર નાટકના ચસ્કામાં.
સાત ગણજો ખાધા ખર્ચ, ત્રણ થયા પાન બીડીમાં,
સીઝર સુવાના છો રૂપઇયા, છો આપ્યા નર્ક સીડીમાં.
પચાસ, ચાર. વીશ, વીશ થઇ, ટોટલ થયું એકાણુંમાં,
ત્રણની ભાઇ ભુલ પડી છે, તે ગણજો પરચુરણમાં.
એમ કરી ચોરાણું ટોટલ, છો પડયા છે ખીસ્સામાં.
તોયે રૂપઇયો એક કાઢી, આખર ગયો હું પીઠામાં.
પીઠામાં પેઠા પછી, બેભાન હું પુરો થયો,
તે સમયનો દાવ સાધી, પાંચ ઝડીયો લઇ ગયો.
લાત મારી બહાર કાઢયો, પોલીસે લીધો તાણી.
ભાન આવ્યે છોડી મૂકયો, સાર લીધો સઘળો જાણી.
આવાં ખોટાં કૃત્યથી, પ્રતિજ્ઞા લીધી સહી
મરી જાવું ભલે એકલો પણ ઘેર તો જાવું નહી

સુખે દુઃખે દીન પાંચ કાઢી, બોમ્બે વિષે ફરતો હતો
લાચાર છું લાચાર છું, ઉદગાર એમ કરતો હતો

જતા દીન એક સડક પર, એક શેઠ તો ભેગા થયા.
હાવ ભાવ ને પ્રેમથી, ઉદગાર કંઈ આશા ભર્યાં.

કેમ મીસ્ટર ક્યાં રહો ને શુ તમારૂ નામ છે,
કેમ મીસ્ટર આવીયા ને, શું તમારે કામ છે.

છુ જાતનો મીસ્ત્રી અને, મુજ નામ પણ મીસ્ટીલહો,
કંઈ કામ સારૂ આવી પણુ આપની હીસ્ટ્રી કહો.

ના તમે પહેલાં કહો, મારે તમારૂં કામ છે.
રેવાશી છું મુંબઇતણો, મીસ્ટર મવાલી નામ છે.

વેપાર વગર પૈસાતણો, પૈસા વગર વેપાર છે.
એક દીનના વેપારથી, સો દીનનો અધીકાર છે.

તે વેપારના હીસાબ માટે, એક નોકર જોઇએ,
બળવાન બુદ્ધિવાન ને હિંમતવાન પણ એ જોઇએ.

બળવાન બુદ્ધિવાન ને, હિંમત ન હોયે જો જરી,
તો કામ તેનું રે નથી, બીકાઝ જાયે એ મરી.

હોય ખબર નોકરતણી તો, મુજને બતલાવોને,
હોયે જો ઇચ્છા આપની તો, આપ પણ દર્શાવોને.

વેલ મીસ્ટર ઠીક કહ્યું, હું ખોળતો સરવીસને,
ધન્ય ખુલ્યાં ભાગ્ય મારાં, ધન્ય છે જગદીશને.

કરી પરીક્ષા માહરી, તે મુજને તેડી ગયો,
મીસ્ટરતણા સહેવાસથી, મવાલી હું પુરો થયો.



# ચોપાટીનો ચસ્કો.

## ( રાગ ચોપાટીનો )

એમી હું સાંજે સાઇકલ પર, જતો ચોપાટીએ ફરવા,
લઇ સાઇકલ ભાડાની, જતો ચોપાટીએ ફરવા.
ખાલી જો હોય ખીસ્સા તો, જતો ચોપાટીએ ફરવા,
મેળવવા મિત્ર હું સાગ, જતો ચોપાટીએ ફરવા.
મગાનો થઇ આહા ! શત્રુ, જતો ચોપાટીએ ફરવા.
લઇ પેંડા અને બરફી, જતો ચોપાટીએ ફરવા.
ભલા ભલાને છેતરવા, જતો ચોપાટીએ ફરવા,
જોવા બહુ લાલ લલનાને, જતો ચોપાકીએ ફરવા.
વળી નીત સહેલ કરવાને જતો ચોપાટીએ ફરવા.
કુડા કૃત્યોને આદરવા, જતો ચોપાટીએ ફરવા.
કરવા પૈસાતણું પાણી, જતો ચોપાટીએ ફરવા,
નવા મિત્રોને મંતરવા. જતો ચોપાટીએ ફરવા.
લઇ ખીસ્સામાં ખંજરને. જતો ચોપાટીએ ફરવા.
ઘડવા કંઇ ઘાટ પૈમાનો, જતો ચોપાટીએ ફરવા.



# સાઇકલની સહેલ.



જતાં દીન એક સાઇકલ પર, બન્યું કૌતક એક કારમું
કરતાં સહેલ સાઇકલની, થયું વિવાહનું બારમું.

× × × ×

( રાગ: સાઈકલનો. )

જતા તો એક દીન યારો, બેસીને સાંજે સાયકલ પર.
ઋતુ ચોમાસું તેવામાં, વળી વરસાદ પણ ઝરમર.
મુકી હું શોર્ટ રસ્તો ને, જતો પબ્લીક રોડ ઉપર.
છોડી સાઇકલ ફુલ પાવર, પડ્યું તેવામાં ત્યાં પથ્થર.
તેવામા સામેથી જોઇ, સપાટે આવતી મોટર,
જરા હું તેથી ગભરાયો, વળી આવ્યું પણ ધોતર.
પડ્યો હું ભાન ભુલીને, પડ્યો નીચે હું ખરેખર,
જતાં લોકોએ સૌ જોયું, અને બોલ્યા સૌ પરરેપર.
પડ્યો હુતો સડક પર ને, પડી સાઇકલ વળી આગળ,
થયો અકકડનો હુ ફકકડ, અને બનીયો પુરો પાગલ

× × × ×

વાગ્યુ એનો જખમારે ને, કપડાં બગડયાં નક્કા મહી,
આબરૂ તો ખીસ્સામાં મૂકી, ઉઠી સાઇકલ લીધી સહી.
હજુ બાકી રહી આગળ, છતાંયે નીદ આવે છે.
ખુટી છે ઈંક પણ થોડી, કલમ ખાવાને ધાયે છે.
ટરી સદ્ભાવ મેં તેથી, અધુરૂં ધ્યાન નાખ્યુ છે.
વાંચો લઇ ભાગ બીજો ને, અધુરૂં તેમાં દાખ્યું છે.
હશે ભુલો ઘણી મારી, છતાં આઇ બેગ યોર પાર્ડન,
અધુરૂં ભાગ બીજામાં, બટ યુ ગો ઇન એ ગાર્ડન.

---

# હિંદુસ્તાનની પડતીનાં કારણો.

( રાગ ઠીક. )

ઝેર વેર વધ્યાં ભાઈઓમાં, કજીયા દીઠા ઘેરેઘેર,
પંચોમાં પણ પંચાતજ પેઠી, પંચાતીયા પણ થયા અનેક,
ફળીયા માંહી લડતાં દેખું, બપોર સાંજે નર ને નાર
એ કારણથી હિંદુસ્તાનની, પડતીનો નહિ આવે પાર
ધર ધંધો ગીરો મૂકીને, જૂઠું બોલી માલે છે,
ખોટું બોલી ખડખડ હસતા, કુસંપ સર્વ વધારે છે,
ચ્હા પાણીનો પારજ નહિ ને, બીડી વ્હાલી છે દિલદાર.—એ કારણથી
આવક થોડી ખર્ચો કરતા, મહેનત કરતા નહિ લગાર.
અભિમાનથી ઉંચા ચઢતા, રાખી ખોટો દમદમામ,
ખાલી: કુસંપ: મનમાં રાખી, ગેબી રીતે ખાતા માર.—એ કારણથી
ગોળ દીઠા મેં સર્વે જાતામાં, કુસંપનું એ ઘર થયું,
સંપ નવ દેખું કોઈ જગ્યાએ, અમૃતનું એ ઝેર થયું,
કુસંપથી નર નારી બનતાં, ન્યારી કહે તે ધ્યાન ધરો—એ કારણથી
કોરટનું કહ્યું માનીને આખર ઠેકાણે આવો
માટે મારા બંધુ કહું છું, કુસંપ નવ કરશો કોઇ,
આખર વખતે આગળ આવે, પાછળથી રહેશો રોઇ.
હીંદુસ્તાનની પડતી કેરૂં, મુખ્ય કારણ આ દેખાય,
કુસંપને હીંદમાંથી કાઢો. તો માતા સ્વતંત્ર થાય.

---

**ભારત છાપની દવાઓ, હેર ઓઇલ, તેલ, ચૂર્ણો, મસાલા તથા સુગંધીત સાબુઓ વીગેરે વીગેરે વેચવા એજન્ટો જોઈએ છીએ. કમીશનની સરતો માટે લખો.**

# આ છાપનોજ સાબુ કે પાવડર લેજો

એજન્ટ થનારને તેના નામના બોર્ડ અને હેન્ડબીલ મફત મોકલી આપવામાં આવશે.



થોડી મુડીએ બહોળો વેપાર કરવો હોય તો આજેજ એજન્સી માટે લખો.

**કીંમત રૂા. ૦—૨—૦ ડઝન ૧ નો રૂા. ૧ાા**

જે ગ્રહસ્થોને દુકાન ખોલવી હોય તથા થોડા પૈસે બહોળો વેપાર કરવો હોય તો આ એજન્સીની દવાઓ વેચો. ૧૪×૨૦×૨૪ ના મઢેલા સોનેરી તખતો મફત મળે છે. એક આનાની ટીકીટ બીડી મોકલવાથી કેલેન્ડર મફત મળે છે. વી. પી. થી માલ મંગાવવો અને જનાના પાઉડર રતલના રૂા. ૧-૦-૦. પડીકાનો ૦-૧-૦,

**જીવનોદય એજન્સી.**

દેસાઇ પોળના નાકે, અમદાવાદી બજાર.

વોર્ડ નં. ૨—**નડીઆદ.**

---

જય પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ જીવનદાસ
પી. અમદાવાદી બજાર—નડીઆદ

વાંચો વાંચો વાંચો

નવા નુતન વર્ષને દીવસે શું વાંચશો ?

# જરૂર “અભિનંદન.” જરૂર

પ્રગટ થાય છે   રમુજી માસિક   પ્રગટ થાય



નવા નુતન વર્ષને દીવસે

“અભિનંદન”

નામનું તદ્દન નવુ માસિક
ચિત્ર સહિત નડીઆદમાંથી
પ્રગટ થાય છે.

લવાજમ.

સ્થાનિક રૂ ૩—૦—૦
બહારગામ રૂ. ૩—૮—૦
હીંદ બહાર ૬ શીલીંગ



આ ઉગતા માસિકનું લવાજમ અગાઉ મોકલી આપનારને દર માસે દર અંકે એકેક ભેટબુક તદ્દન મફત આપવામાં આવશે અને આશ્રય દાતા તરીકે માસીકની પાછળ નામ અમર કરવામાં આવશે તથા રૂ. ૧૦ અગાઉ મોકલી આપનારને દર અંકે દર માસે એકેક ભેટબુક ત્રણ વર્ષ સુધી મફત આપવામાં આવશે. આ ઉગતા નવા માસિકને અમારા શુશીલ સદગ્રહસ્થો આશ્રય આપી આભારી કરશે એવી સંપુર્ણ આશા છે.

તા. ક. આ માસીક દર માસે પ્રગટ કરી અમારા માનવંતા ગ્રાહકોના કોમળ હસ્તમાં અર્પણ કરવામાં આવશે —

“અભિનંદન